# કલિયુગની દ્રૌપદી

— યાને —

# પંદર પતિએ પતિવ્રતા સતિ

હપતો પહેલો.

લેખક અને પ્રકાશક—

**જેકીશનદાશ ત્રીભોવનદાસ.**

બુકસેલર્સ પબ્લીસર્સ એન્ડ કમીશન એજન્ટ.

તાર ઓફીસ સામે—સુરત.

સુરત સ્ટેશન રોડ ઉપર, તાર ઓફિસ સામે આવેલા
શ્રી "**મહાશક્તિ**" પ્રિન્ટીંગ વર્કસમાં ચંપકલાલ
ગિરધરલાલ જરીવાળાએ છાપ્યું.

**મલકાતી મન મોહિની મલકાવે મુખ લગાર.**
**મોજલી માશુક ભલી દીએ સુખ અપાર.**

પ્રત ૧૦૦૦.] આવૃતિ પહેલી. [સને ૧૯૨૯.



કીં. ૦-૪-૦

## તાકીદે નામ નોંધાવો.

અમારા કેટલાક ખાસ ગ્રાહકોના ઘણાજ આગ્રહથી અમારો તદન નવોજ વિર, શૃંગાર, હાસ્ય, રૌદ્ર, અને શાંત રસથી ભરપુર અત્યુત્તમ હાલની ચાલુ રંગ ભુમીને અનુકુળ જરના લાયક સ્વભાવનો ત્રીઅંકી ગાયન ભાષણ સહિત નાટક નામે

# કાળો પ્હાડ.

છપાય છે તેને માટે વધુ વિવેચન કરવાની હવે જરૂર નથી; હાથ કંકણને આરસીની જરૂર નથી. કારણ કે મેસર્સ

**જે. જે. એન્ડ કું.ની તરફથી બહાર પડેલા દરેકે દરેક પુસ્તકોની કદરદાન ગ્રાહકો કદર કરી ચુકયા છે.**

બીજા તમામ જાતના પુસ્તકો તથા વિલાયતી દવા પેન પેનસીલ કાગળ પ્રીન્ટીંગની સાહીઓ વિગેરે વિગેરે મળશે.

### સસ્તામાં સસ્તી ચાલુ દવાઓ.

| | |
|---|---|
| દરાજનો મલમ | ૦—૩—૦ |
| ખાંસીની દવા | ૦—૯—૦ |
| મોહન બામ | ૦—૮—૦ |
| ઓરીઅન્ટલ બામ | ૦—૧૨—૦ |
| અમૃતાંજન | ૦—૮—૦ |
| વેસેલાઈન પોમેડ | ૦—૩—૦ |
| ખરજવાનો મલમ | ૦—૮—૦ |
| ખસનો મલમ | ૦—૬—૦ |

ઉપરના તમામ માલનું વી. પી. ખર્ચ જુદુ સમજવું

મળવાનું ઠેકાણું—**જે. જે. એન્ડ કું. બુકસેલર્સ પબ્લીસર્સ**

**કેમીસ્ટ એન્ડ કમીશન એજન્ટ.**

તાર ઓફીસ સામે—સુરત.

 # કળિયુગની દ્રૌપદી

— અને —

# પંદર પતિએ પતિવ્રતા સતી.





## પ્રવેશ પહેલો.

આજે સૂર્યપુરમાં વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા થવાની હોવાથી ગામના તેમજ પરગામના વિદ્યાર્થીઓ પોતપોતાની ઉમેદવારીથી આ પરીક્ષામાં બેસવા આવી ચુકયા હતા, તેમાં આપણી આ વાર્તાની નાયિકાના પતિ ધર્મવીર યુધિષ્ઠરના અવતાર પણ પધારેલા હતા. હવે જોવાનું છે કે આપણા સાક્ષાત દેવમુર્તીને વીદ્યાદેવી પ્રસન્ન થઇ યારી આપે છે કે નહી. અગીઆર વાગ્યાનો ટાઇમ થતા સર્વ વિદ્યાર્થીઓ "સર જમશેદજી જીજીભાઇ" હાઈસ્કુલની આગળ એકત્ર થયા અને બરાબર ટાઇમપર પોતપોતાની સીટપર અનુક્રમે ગોઠવાઇ ગયા. સ્કુલના હેડમાસ્તરે સવાલના ફોર્મ એકેએક ઉમેદવારોને વ્હેંચી આપ્યા. તેના સવાલ જવાબ લખ્યા પરીક્ષકને સોંપ્યા અને સૌ સૌને મુકામે સગાવ્હાલા યા પોતાને ત્યાં ચાલી ગયા. ત્યાંસુધી આપણી આ વાર્તાના સંબંધમાં કશું બન્યું નથી પણ છે ખરૂં; તે તમોને પુર્વવૃત્તાંતમાં જણાવીશું. હાલ આ પ્રસંગ એક નજીવો છે હવે આપણી આ વાર્તાની નાયિકાના પતિ પરીક્ષાના પ્રયાસમાં સફળતા પામ્યા એટલે હવે સ્કુલ માસ્તર થવાને

માટે આપણી સુર્યપુર કેળવણી ખાતામાં કોઇપણ જાતનો સંકોચ રહ્યો નહી અને આપણને આગળ ઉપર **બોલતા કાગળના નાટકમાં** પંકાયલો પેટન્ટ શબ્દ માસ્ત્રાણીપાસ નો કોપી રાઇટ લેત'' પણ બાધા રહી નહી. હવે ચાલો તમે મારી પાછળ આવો હું કાંઇ તમોને નવું નવું બતાવું. પણ જો જો સમાલીને ચાલજો રસ્તામાં કાંટા છે તે વાગે નહી, વખતે ઠોકર લાગે નહી અને જો ઠોકર લાગશે તો તેના તમો ભોગ થઈ પડશો.

## પ્રવેશ બીજો.

### ( પૂર્વ વૃતાંત. )

હવે આપણી આ કલિયુગની દ્રૌપદીનો જન્મ વીસમી સદીના, પ્રારંભમાં સુર્યપુર પાસે આવેલા એક નાનકડા ગામમાં થયો છે. અને તે હાલમાં હયાત છે. તેને નાની વયમાં મુકી તેના માબાપ ગુજરી ગયા હતા. હવે તેને તેના સગા કાકા કાકી સાથે રહેવાનો પ્રસંગ આવ્યો પુત્રના લક્ષણ પારણામાંથી અને સ્ત્રીના લક્ષણ બારણામાંથી તેજ મુજબ આ આપણી કળીયુગની દ્રૌપદીના લગન થતાં આગમચમાંજ કાંઇક મ્હોકાણના સમાચાર મંડાયાથી કાકા એ સમજી એક સાધારણ કુટુંબના પોતાના ગ્નાતીના એક કુળવાન છોકરા સાથે લગ્ન કર્યાં અને ત્યારબાદ તે સાસરે અને પીયર રહેવા લાગી એવામાં પીયરના કોઇ પાડોશીને લઇ છ પાંચ ગણવાના તૈયારી કરી તેની ખબર કાકા કાકીને થતાં તેઓએ તેને કાયમને માટે વળાવી દીધી. અને ફરી તેડવી બોલાવવી બંધ કીધી. હવે સાસરામાં શું થયું તે આપ સાહેબોને જણાવું છું.

## પ્રવેશ ત્રીજો.

નખરાળી જોબન વાળી, કોઇ બુલબુલને બોલાવો,
મયકાળી મેંદીવાળી, કોઈ બુલબુલને બોલાવો.
કોઇ સલુણા સંગે માણું, મોહન માળા પ્હેરી,
મદન જંગનું જોર જણાવું, લાલા છે કોઇ લ્હેરી,
હાવ ભાવ રસ ભેદ બતાવું, સમજાવું સૌ વાતો,
ગયો વખત પાછો નહી, આવે માણવી હોય મજાતો.

**'સરોજની.'**

અરેરે મારે મારા પરણ્યાથી તો બરાબર સંસારનું સુખ નહીજ મળવાનું અરેરે મારા કયા કર્મના યોગે હું આ પોણા આદને પાને પડી ઉંચાઇમાં અઢાર ફીટ પણ નીમોંબ્ય તે શું મારા કોડ પુરી શકે. આજકાલની મોજમઝા આ ધુળાતીયા ગામમાં તે હું ક્યાંથી મેળવી શકું. જો પાસેના સુર્યપુર જેવા શહેરમાં જઇને રહેવાય તોજ મારા મનની મુરાદો પુરી થાય (એમ આત્મગત વીચાર કરતી આપણી કળિયુગની સતી) પોતાના સાસરાના મકાન પાછળના વાડામાં ઉભી છે, ત્યાં આગળ એકાએક તેના જેઠ મી. કૃષ્ણદાસ પધાર્યાને તેણે પુછ્યું કે કેમ આજે તું આમ ઉદાસીમાં છે. ત્યારે સતી દેવી બોલ્યા શું કહું મારી જીભ ઉપડતી નથી. એમ કહી મોટાં મોટાં આસું પાડી રડવા લાગી.

કૃષ્ણદાસ—પણ છે શું કે તું આમ બોલતી નથી ને મુંગી મુંગી રડે છે શું તને છબલાએ મારી!

મેના—ના મારી તો નથી પણ મારી નાંખી છે. આ મદનનો તાપ મારાથી સહન થતો નથી તમારા ભાઇને તો ભોળ ભોળની કાંઇ ગમજ નથી!

કૃષ્ણદાસ—એમ છે ? તો ચાલ ! ઘરમાં હું તને તેને બદલે સુખ આપીશ.

મેના—જરૂર આપશો ! એવી મને ખાત્રી શી ?

કૃષ્ણદાસ—ખાત્રીથી કહું છું તે તું માન મારૂં બોલ્યું નહી

મેના—ના ના તમારો ભરોસો નહીં ! મને વચન આપો.

કૃષ્ણદાસ—લે આ વચન.

મેના—હાશ હવે કાળજે ઠંડક વળી પણ મોટાભાઈ ! કદાચ સસરાજી જાણશે તો.

કૃષ્ણદાસ—તેની ફીકર નહી એમાં શું ગામમાં થતું આવ્યું છે ને થશે અને જેવા પડશે તેવા દેવાશે લે ચાલ.

મેના—ચાલો આપણે ક્યાં જઈશું.

કૃષ્ણદાસ—મેડીએ ? ?

હવે આ બીજા પતીથી સતીચરીત્રનો પ્રારંભ થઇ ચુકયો અને તેના ચરીત્રો શું શું બતાવે છે તે આપ સમક્ષ રજુ કરતાં મારી કલમ અટકે છે વાસ્તે આપ સુજ્ઞ વાંચક સમજી લેશે પણ ખરાને ખરૂં લખતાં પણ અટકવુંજ પડે છે સબબ એ છે કે સાહિત્યદેવીનું મહાન અપમાન થવા સંભવ છે.

## પ્રવેશ ચોથો.

( પૂર્વ વૃતાંત ચાલુ. )

ગયા પ્રવેશમાં આપણે બન્ને જણા મેડીએ ગયા અને પછી ત્યાં શું થયું તે હું જણાવવાને અશકત છું. મારા વ્હાલા વાંચકો એટલેથી સમજી જશે કે બસ ચુમ્બન મીમાંસા થયા બાદ થોડા દીવસ એમને એમ ચાલ્યું પરંતુ પાપ કાંઇ છુપું રહેતું નથી જેમ

જેમ દીવસોપર દીવસો જાય છે તેમ તે પ્રબળ અને મસ્ત બને છે અને આખરે ગમે તેવા હુંશીયાર માણુસને પણ ગફલતીમાં નાંખી પોતે પ્રકાશમાં આવે છે. આ બાબતની આપણા નાયક મી. છબીલદાસ છેલાણીને ખબર થતાં શેઠજીનો મીજાજ ફીટસન લાઇટની ટાંકીની માફક ૨૫૦ ડીગ્રીપર ગયો અને ધુળેતીઆ ગામથી સુર્યપુર જેવા શોખીન નગરમાં આવી રહેવાનો મનસુબો કીધો. અને વિદ્યા અભ્યાસ આગળ વધારવાના ઇરાદાથી પોતાના પીતાની રજા લઇ સૂર્યપુર આવી રહેવા લાગ્યા અને સાતમાં ધોરણનો અભ્યાસ સરૂ કીધો. પરંતુ પોતાના એક નજીકના સગાને ઘેર રહી કેટલીક જાતની અડચણ ઉઠાવી આગળ વિદ્યા અભ્યાસ વધારવાનું નહી ફાવવાથી એક મકાન ભાડે રાખ્યું. તે મકાન આઇ. ૩ સર્વ નંબર ૨૯નું હતું. તેમાં આપણા છબીલદાસ છેલાણીની પધરામણી થઇ. બીસ્તા સર સામાન ગામથી લાવી ત્યાં રાખ્યા અને સાથે ચુડી કરમ કરવાને મદદરૂપ થાય માટે **મેનાબાઇને** પણ તેડી લાવ્યા હવે ભાઇશ્રી પાંચ ત્યાંજ સૂર્યપુર રહેતા થયા ત્યાં નવા નવા મિત્રો વીગેરેના ઘરમાં પધરામણી થવા લાગી. અને તેઓના રાત, દીવસના, ધામા ત્યાંજ થવા લાગ્યા, હવે મી. મેનાને પણ મનના દુઃખનું નીવારણ કરવા પ્રસંગ આવી મળ્યો સુર્યપુરના સહેલાણીઓ કાંઇ જેવો તેવો ઠાઠ રાખતા નહતો જેને જુવો તેનાપર હું તો આફ્રીન થઇ જાઉં છું હવે ત્યાં આપણી આ નીઃક્ષર મી. મેનાના તો શા ભાર.

મી. મેનાને તો કોઇ દીલની દવા આપે એવો વૈદજ જોઇતો હતો અને હરઘડી તેનુંજ સ્મરણ કરતી હતી.

દવા કોઈ દીલની લાવો, વિરહાનળ બુઝાવો,
કોઈ મારો કામ મીલાવો, બની છું બ્હાવરી બાળા.
આંખલડી રહે છે ફરતી, નથી પ્રેમી જોડી મળતી,
મોહન વિણ સઘળા, લાગે સુખ ભોગ લાળા,
યોવન દીનરે ન સતાવે, અંતર સ્મર ધુન જગાવે.
આઠે પ્હોરે અકળાવે, બની મદનવશ બાળા.

ઉપર મુજબની તાલાવેલીમાં દીનરેન ગાળતી હતી પોતાના પતિથી સંતુષ્ટ ન હોવાથી હવે એજ અરસામાં એનો નાનો નાનકડો દીયર મી. મગન ધુળેતીઆ ગામથી અભ્યાસ કરવા આવ્યો દીનપર દીન દીયર ભોજાઇને પ્રેમ વધવા લાગ્યો એક દીવસ મી. મેનાએ મી. મગનને કહ્યું.

દીયરજી તમે તો મને બહુજ વ્હાલા લાગો છો.

મગન—હા ભાભી મને પણ તમારાપર તેટલુંજ વ્હાલ આવે છે તમે અહીં છો તેથી મને બહુજ સારૂં ગમે છે.

મેના—પણ દીયરજી તમને બહુજ ગમે હેં દીયરજી તમને અહીં બહુજ ગમે છે,

મગન—હા બહુજ ગમે છે.

મેના—ભુલો છો તમે તો મોંપર તમાચો મારી મોઢું લાલ રાખવા માંગો છો. તમને અહીં બીલકુલ નહી ગમતું હોય કારણ કે સ્ત્રીને પુરૂષ સીવાય ને પુરૂષને સ્ત્રી સીવાય કદાપી ગમેજ નહી તમે તો અહીં એકલાજ છોને બહુ ગમે છે એમ કહો છો એ વાત સાચી મનાયજ કેમ.

મગન—ભાભી તમે તો ગાંડા છો મારા હજુ વીવાહ તો થયા નથી ને બૈરી તે કયાંથી લાવું.

મેના—હું ગાંડી કે તમે ગાંડા છો જી બૈરીએ ના કહો છો તો તમારા જેવા તે કોણ ગાંડા હશે.

મગન—ભાભી તમે તો ખરેખરા છો વગર બૈરીએ મને બૈરીવાળો કરાવવા માંગો છો બૈરીના તો આપણી ન્યાતમાં બીલકુલ તોટા છે ભલ ભલા એમને એમ વાંઢા મરી જાય છે, તો મારા જેવાના તે શા ગજા.

મેના—વારૂ ત્યારે હું તમને વગર બૈરીએ બૈરીવાળા બનાવું તો!

મગન—ઘણુંજ સરસ સત્તર આનાને બે પાઈ. !

મેના—લ્યો ત્યારે હુંજ તમારી છું એમ કહી ડોકમાં હાથ નાંખી મગનને વળગી પડે છે અગ્નીને ધૃતનું સંમીલન થતાં ધૃત પીગળી જાય છે. ને ક્રીડા મગન થઈ આનંદ પામે છે.

## પ્રવેશ પમો.

( પુર્વ વૃતાંત ચાલુ. )

કયાંયે સરખી સમાણી જોડી ના મળે,
સુનો લાગે સંસાર, એળે જાએ અવતાર—કયાંયે.
ખીલી જોબન ફુલવાડી; પહેરી પચરંગી સાડી;
કંચુકી કમાનવાળી, મારી આંખડી અણિયાળી,
જોબન બહાર જાયરે—કયાંયે.
ચંપા કળી સુંદર સરસ, ભ્રમરો સુંગંધીના લહે,
કંટક છતાં ગુલાબ કળિપર, ભ્રમરજી રાજી રહે:
કસ્તુરી કાળા રંગની, ઉત્તમ સુગંધી છે ભરી,
હું છું રૂપાળી પદમણી તે, મૂખને પાલે પડી—સુનો.

અહા શું હદય દ્રાવક મધુર સંગીત ખરેખર આજકાલની ફેશનેબલ સાબુના ગોળા જેવી કામિનીને એક ગમાર જેવા

પતિનો સહવાસ તે કેમ ગમે. ત્રણ ત્રણ ઉમેદવારોની ઉમેદવારી ભરાઈ ગઈ પણ આપણી મેનાબાઈના મનની સમાધાની નહી થઈ હવે વળી દેખા જાયગા. મગન બીચારો સૂર્યપુરમાં માત્ર નાનોને લાડકવાયો હતો. જેથી તેનાથી તો સંતોષ નહી થયો હવે તેના મીત્ર **પ્રોફેસર રામમુર્તી** જેવાજ જુવાન પહેલવાન ઉપર આપણી માસ્ત્રાણીની નજર પડી અને તેને હાથ કરવાનો વિચાર કર્યો! અને મગન પ્રત્યે સ્નેહપુર્ણ ભાવે બોલી.

મેના—કેમ દીયરજી શું વિચાર છે!

મગન—કાંઈ નહિ ભાભી.

મેના—વારૂ દીયરજી મારૂં એક કામ તમે નહિ કરો!

મગન—શું કામ કરૂં! શું બજાર જવું છે;

મેના—નારે ના અહીંઆ મહોલ્લામાંનુંજ કામ છે. અને વળી તે તમારાથી થાય એવું છે.

મગન—ત્યારે તો હું કરીશ.

મેના—તો સાંભળો. તમારા મિત્ર કપટશંકરને તમે નહિ બોલાવી લાવો!

મગન—તેનું શું કામ છે.

મેના—તમે તમારે બોલાવી લાવોને.

મગન—આ ચાલ્યો ત્યારે (એમ કહી જાય છે કપટશંકરને બોલાવી લાવે છે.)

મેના—આવો કપટશંકર તમારૂં મારે એક કામ પડયું છે.

કપટશંકર—શું કામ પડયું છે.

મેના—પહેલા હું પુછું તેનો જવાબ આપો પછી હું મારૂં કામ બતાવીશ.

કપટશંકર—શું પુછો છો કહો જોઇએ વારૂં.

મેના—તમે પરણ્યા છો કે કુંવારા.

કપટશંકર—કેમ આ સવાલ પુછવાની આપને જરૂર પડી !

મેના—જરૂર છે મારે તમારી સાથે એક કરાર કરવો છે.

કપટશંકર—હું તો વાંદો છું પણ તમારે શાનો કરાર કરવો છે.

મેના—પ્રેમનો. (મગન વચમાં બોલી ઉઠે છે.

મગન—ભાભી તમે આશું કરો છો.

મેના—બસ કરો તમે કયાં ચોખ્ખા છો. (બીચારો મગન ચુપ રહયો.)

કપટશંકર—શાબાશ ઠીક કરી હો. મગનભાઇ તમે પણ બરાબર ચોરના ભાઇ ઘંટી ચોર દેખું.

(મગન ખીસ્યાણો પડી ત્યાંથી આઘો ખસી ગયો ને મેના કપટશંકર સારૂ સ્પેશીયલ દુધની ચાહ બનાવી લાવી.)

મેના—લ્યો વ્હાલા આ ચાહ પીઓને આનંદ કરો.

કપટશંકર—લાવો ( ચાહ પીતા પીતા ) આહા ચાહ તો બહુ સરસ થઇ છે પણ ચાહ જેવી છે તેવી આપણા બન્ને વચ્ચે ચાહ રહેશે કે.

મેના—કેમ નહી રહે હું તો તમારીજ છું.

કપટશંકર—પણ પેલા છબીલદાસ છેલાણી જાણશે તો.

મેના—જાણશે તો ! એટલે કાંઇ ગરદન તો નહી મારે ?

કપટશંકર—નારે ! ના ? ગરદન તો શું મારે શું તેના બાપનો કાયદો છે માલે માલને તાલે તાલ-આવો આપણે જયન્તને રત્નાળીનો પાર્ટ ભજવીએ.

જાઓજી રાજ તમથી હારી, શરમાવો ન પ્યારી.
પુષ્પ વેણી લઉં સમારી, ઠગાઈ તમારી—જાઓજી.
લાગ્યાંશ્રમ બિંદુ ચંદ્રકભાલ પરજો પ્યારી,
અંકિત કપોલે ચંદન હંસ મુકતા ધારી;
ચુમવા મન કરતા ભરમાયા જોઈ વારી,
લજ્જા શું વીસારી—જાઓજી.

## પ્રવેશ ૬ ઠો.

( પૂર્વ વૃતાંત ચાલુ. )

પડદો ઉપડે છે. આપણા જયન્તને રત્નમાળાનો શૃગાર રસ ભજવાયા પછી ઘણા દીવસનો ગાળો ગયા બાદ એક દીવસ આ બાજુ **મેના** અને એક બીજા પાડોશી જેનું નામ મી. **ઉલ્લુ શંકર** છે, અને તેના કામ પણ તેવાજ છે. "યથાનામા તથા ગુણ અનુસાર તેઓની બુદ્ધિનો વિકાશ થયેલો છે. સાહેબ મેડમની **કાનલીલા** મચી રહી એ અરસામાંજ આપણા પ્રેમી પોપટ મી. **કપટશંકરની** સવારી આવી પહોંચી. સવારી આવી તો જોશભેર પણ આ નવા સવારને જોતાની સાથેજ તરતજ એટલી બધી મંદ પડી ગઇ કે ન પુછો વાત. નવા સ્વારના ગયા પછી ભાઇશ્રી ૧૨ નો પાવર ઇલેકટીક લાઇટના ૪૫૦ વોલ્ટ મુજબ પ્રકાશ પામી ગયો અને ગયો તે ગયો હવે શું થાય છે તે જોવાનું છે મેના અને કપટશંકર સાથે રસાકસા થઈ તે નીચે મુજબ.

કપટશંકર—કેમરે વેસ્યા આ શા ચાળા માંડયા છે (એમ કહી એક તમાચોને લાત લગાવી દીધી (જાણે ભાઇનીજ બૈરી તો.)

મેના—હાથ ચલાવતા નહિ હું તમારી બૈરી નથી કે તમો મને વારે આવી રીતે માર મારો છો. મારો ધણી મને કશું કહે નહિ ને તમે તો મને કોણ મારનાર? હવેથી આવી ચાલાકી નહિ કરતા, નહિં તો પછી પસ્તાવું પડશે. કાંઇ :તમારા બાપનો **માલ નથી** સમજ્યા કે.

કપટશંકર—('મીજાજ ગયો હાથથી ને કામ લીધું લાકડાથી') એમકે! શું તારી તું જાત જણાવે છે એમ કહી પાસે પડેલી સોટી ઉઠાવી સડાસડ ખેંચી કાઢી.

મેના—જાઓ તમારે મારૂં નામ નહિ દેવું.

કપટશંકર—લે ત્યારે આ ચાલ્યા (જાય છે.)

હવે કપટશંકર રીસાઇને ચાલ્યા ગયા અને મેનાબાઇના ચીતને દુઃખી કરતા ગયા એમ કરતા ત્રણ ચાર દીવસો મેનાબાઇએ તેમજ કપટશંકરે વિરહમાં કાઢયો બીચારી મેના હૃદય સાથે પ્રાર્થના કરી કપટશંકને વીનવા લાગી.

**ગઝલ**

અહો દીલદાર જરીદેદાર દીવાનીને દેખાડોને,
અરે લટકી અધર લટકી મરૂં પટકી જીગર પટકી,
અરે આધાર સુધારસ સાર ચતુરાને ચખાડોને,
મુખે અટકી મધુર મટકી અરે છટકી અધર છટકી—અહો દીલ૦

**સાખી**

દીલની થાપણ ઓળવી ઘટે ન કરવી ઘાત,
પ્રાણ કહો તો પાઠવું, વાલમ કરવા વાત.

**ઉદયભાણ.**

પરંતુ કપટશંકર એમ કાંઇ સાંભળે એવા હતા તેતો તેને ઘેર તેપણ તેવીજ સ્થીતિમાં પોતાનું ભાન ભુલી અંતે ગત વીચાર કરતો હતો તે આ તમારા **સેવકે** જાનામાના **ચોરી ચપાટીથી** સાંભળી લીધું છે તે બીચારો વીરહથી પીડાતો વૈરાગ્ય પામી હૃદયની ઝોળી કરી પ્રેમની કફની ધારી પ્રીયાને હૃદયમાંથી દુર સોધવા જતો હતો તે સાથે નીચેનું સંગીત લલકારેલું લખું છું.

હું તો **પ્રેમનો યોગી, પ્રીયાને** સોધવા ચાલ્યો,
પ્રિયાને સોધવા ચાલ્યો, પ્રિયાને સોધવા ચાલ્યો,
પ્રેમની કફની ધરીને પ્રેમની ઝોળી,
અંગે વિભુતી પ્રેમની બસ પ્રમની ચોળી. પ્રિયાને.

અહા શું અલક્ષમય સંગીત ભાઈ સાહેબ તો ખરા યોગી થઇ પ્રીયાને સોધવા જવા તત્પર થઈ રહયો છે જેવી રીતે કે "મદાલશા" ના મરણ બાદ ઋતુધ્વજ સ્મશાનમાં વૈરાગ્ય ધારણ કરી મદાલશાને મેલવવા માટે દીવાનો થઇ ફરવા લાગ્યો તેમજ આપણા આ મી. **ઋતુધ્વજ** પ્રિયાને સોધવા માટે દુનીઆની દરકાર કર્યા વિના ને મુહુર્ત જોયા સીવાય સમાકાળે રાહુની દશામાં એકદમ મેદાનમાં પડયા હવે કપટશંકને ધાધરીએં પનોતી બેડી છે તે આગળ ઉપર જણાશે.

જુએ સામેથી કપટશંકરને તેડી કોઈ આવે છે, કપટશંકર અને મેનાને રીસામણું થયાને આજે પુરા ચાર દીવસ થયા છે ત્યાં તો આપણા મેનાબાઇની વિરહ જવાળા **આકાશ અને પાતળમા** ફેલાઇ ગઇ અને હૃદયની વેદના ભયંકર થવા લાગી અને મન સાથે બોલવા લાગી.

દીલદારના દરશન વીના દીલમાં મને ગમતું નથી,
એ રમ્ય મુર્તે નીરખ્યા વીના ચીત્ત માહેરૂં થરતું નથી,
થતા અલગ મુજ નાથ જરા, મન માહેરૂં મુન્જાય છે,
એ દીલદારના દરશન વીના જીવ માહેરો ગભરાય છે–દીલદાર.

હવે આપણી મેનાબાઇનો જીવ લગારે થોભવામાં ઘડી એક વર્ષના પ્રમાણમા જવા લાગી છેવટે મન સાથે વિચાર કરી પોતાના એક નજીકના સગાભાઈ **પારકે પૈસે પરમાનંદ** કરવા આવી રહેલા **મસ્કા પાલીસ** મી. પરમાનંદદાસને બોલાવી આપણા વહાલા મી. કપટશંકરને આમંત્રણ કરવા મોકલ્યા, પરંતુ કર્મ સંયોગે આપણા પરમાનંદને ત્યાંથી **તીનપાટ** મલ્યું. હવે મી. મગનનો વારો આવ્યો ભયંકર રીસમાં ગેબ થયલા આપણા કપટશંકર પાસે અંગદની માફક વિષ્ટી કરવા આવ્યા અને કપટશંકરને સમજાવા લાગ્યા.

મગન—દોસ્ત કપટશંકર ચાલોને તમને બોલાવે છે.

કપટશંકર—ના હું નહી આવું.

મગન—પણ તમને આવવામાં વાંધો શો છે.

કપટશંકર—મારે નથી આવવું શું તમારે મને પરાણે લઈ જવો છે.

મગન—હા હું તમને પરાણે લઈ જઈશ. તેનું દુઃખ મારાથી જોયું જતું નથી આંખો તો કેવી રડી રડીને લાલ કરી મુકી છે. કે ન પુછો વાત તો શું તમો તેને દુઃખ મુક્ત નહિ કરો.

કપટશંકર—**એમ બાબત છે.**

મગન—હા યાર **આમ આફત** છે લ્યો ચાલો ત્યારે ઉઠો.

કપટશંકર—(લુગડા પહેરી તઇયાર થઇ) લ્યો ચાલો.

હવે આ તમાસો ઘેર ગયા પછી ચા પાણી ખાનીપીણી અને **રતીનાથ**ની સેવા સાથે ખલાસ થયો.

જુઓ સામા ઓટલાપર એક માણસ ઉભો છે, તે અંગે પાતળો અને સહજ ગૌર વર્ણનો છે, તેની ઉમર લગભગ વર્ષ ૧૪ ૧૫ની છે તેનું નામ રમણીકલાલ **વરણાગીઓ** છે. હવે કપટશંકર દીનપ્રતિદીન મેના સાથે આનંદ વિલાસ ભોગવે છે તે આપણા આ **વરણાગીઆ** શ્રીમાનથી સહન થયું નહિ એક દીવસના પ્રસંગે કપટશંકર સાથે સહજ મેલાપ થતાં ભાઈએ તેમની સાથે વાર્તાલાપ ચલાવ્યો તે આપણા વાંચવામાં આગળ આવશે ભાઇઓ ગભરાશો નહી શાંન્તીથી વાંચી મન સાથે સહજ વીચાર કરજો અને કપટશંકરના જેવા આ દુનીઆમાં કેટલા છે તેનું અવલોકન કરતા રહેજો.

રમણીકલાલ—ઓ માય દીયર મી. કપટશંકર તમે તો ઠીક મોજ ઉડાવો છો કે શું.

કપટશંકર—હા યાર હા માલ કોનો છે એ તો આપણોજ છે મોજ મારી એટલી ખરી.

રમણીકલાલ—યાર અમને તો એક દીવસ તમારી મોજમાં ભાગ આપો.

કપટશંકર—એમ કહોને ત્યારે ચાલો જે જમે તેના બાપનું અહી શું સ્નાન સુતક છે.

રમણીકલાલ—(ઠીક બચ્ચા ઠીક આગળ તારી ખબર બરાબર

લેવરાવીશ. પણ હાલતો આપણે આપણું કામ કાઢી લેવા સાથે વાત) ચાલો ત્યારે હું આજે આવીશ.

કપટશંકર—વારૂ ત્યારે હું આપને આજે લઈ જઈશ. સાત વાગે છબીલદાસ બીચારો રાત્રીશાળામાં જશે ત્યારે હું આપને તેડવા આવીશ.

રમણીકલાલ—ઠીક.

એમ કહી બન્ને છુટા પડયા અને રાત્રે કહ્યા મુજબના ટાઇમે મેનાને ત્યાં ગયો અને કામક્રીડા કરી પરમાનંદ પામ્યા હવે રાત્રીના નવ વાગ્યાના સુમારે મી. છબીલદાસના આવવાનો ટાઈમ થયો. રમણીકલાલ ઘરમાં હોવાથી શક જવાનો સંભવ હતો સામે ઓટલે એક વૃધ્ધા બાઇ બેઠી હતી હવે રમણીકલાલને બહાર શી રીતે કાઢવા તેની ગભરામણમાં કપટશંકર તથા મેના પડયા. હવે કરવું શું રમણીકલાલ વરણાગીઆ તો એવા ગભરાયા કે ન પુછો વાત ભાઈશ્રી એતો આગલે બારણેથી પાછલે બારણે ને પાછલેથી આગલે બારણે એમ દોડાદોડ કરી મુકી આ જોઇ પેલા બેઉ જણા તો ઘણાજ ગભરાયા કારણ કે ભાઇશ્રીમાં બીલકુલ હીંમત નહી મને મેના આ જોઈ રમણીકને ઘણીજ ધીક્કારવા લાગી. અને કહ્યું કે રમણીક તમારા કરતા તો એક બૈરીની હીમત સારી તમે મરદ નહિ પરંતુ એક બાયડી કરતાં પણ ના લાયક છો આ સાંભળી રમણીકના મનમાં શું થયું હશે તે તો આપણા શ્રીમાન ભાઈ શ્રી વરણાગીઆ વીના બીજું કોણ જાણે રમણીકે કપટશંકરને કહ્યું ભાઈ મને કોઈ બીજાનેબ્હાને બહાર કાઢ હવેથી મારે આવી મોજ લેવા કોઇ બી જગાએ જવું નથી કપટશંકરે કહ્યું ભાઇ એ કાંઇ લાડુ ખાવાના

નથી કે તરત ખાઈ જવાય હવે ઉભા રહી જોયા કરો શું થાય છે ભાઇ તો છેકજ ઢીલા થઇ ગયા પણ એટલામાં ગરીબ વર્ગના મજુરો માથાપર કડવા લીંબડાના પાંદડાનો ભારો નાંખી ઘેર ઘેર ફરતા આ ઘેર આવ્યા આ સમયે અષાડ માસ પુરો થવા આવેલો હોવાથી **મેઘરાજાએ** હજુ પધરામણી નહોતી કરી તેથી ગરીબો ઘણા દુ:ખી થતા અને તેને માટે તે લોકો આ પ્રમાણે કરતા તે બારણામાં આવી ગાવા લાગ્યા.

તું તો વરસીને વેલેરે આવ મેવલીઆ,
તારી પ્રજા જુએ છે વાટ, મેવલીઆ,
તારી ગાયોના ગોવાળ તરસ્યા મરે મેવલીઆ,
× + + ×
શેઠે શેઠાણી કાઢી મેલીરે મેવલીઆ.

આ પ્રમાણેની ધામધુમનો લાભ લઈ આપણા મી. રમણીકલાલ શનામાના પોબાર કરી ગયાં કપટશંકર પાણી રેડવા માટે અને મેના દાણા લઇ આવ્યા અને આવ્યા બે જણ વરણાગીઆની તપાસ કરવા લાગ્યા પણ ભાઇ શ્રી મલ્યા નહી એટલામાં મી. છબીલદાસ આવી પહોંચ્યો. પરંતુ છબીલદાસને કપટશંકર સાથે મૈત્રી સંબંધ હોવાથી તે ઘણીવાર રાતે આવે છે તેથી કાંઇ શક પડયો નહિ. પછી આમ તેમ વાર્તા કર્યા બાદ સૌ પોતાને સ્થાને ગયા અને નીંદ્રાને આધીન થયા ધન્ય છે આવા મીત્રને ધન્ય છે, તેના કામને!

## પ્રવેશ ૭ મો.

( ચાલુ. )

બે મીત્રો સામસામા ઉભા છે. અને અરસપરસમાં ગુપચુપ વાતો કરે છે તેઓ સ્હેજ કોઈવાર આનંદના ઉભરામાં મોટેથી બોલી દેછે તેથી વાતનો કાંઈક સાર સમજવામાં આવ્યો છે એ બે મીત્રોમાં એક તો કપટશંકર અને બીજો તેનો **જીગરજાન** દોસ્ત જેનું નામ **કામીદાસ કોયલાવાળા** સહેજ શ્રીમાન હાથે પણ અષ્ટાવક્ર જેવાજ અંગવાળો **છે.** તેવા **રસીક પ્રીયાના** અભિલાષી કપટશંકરની સાથે મેનાબાઈનો પ્રેમ મેળવવાને જવા એક પગે આધાર **પૃથ્વીના ગોળા**ની માફક ઉછળી રહયા છે તેને આપણા કપટશંકરે અનુમોદન આપ્યું એટલે કામ ફતેહ થયું. આપણા શ્રીમાન મી. કામીદાસ કોયલાવાળા આજે ઇદરીયો ગઢ જીતી ચુકયો. હવે ઘરની નારીની પરવા રહી નહી તે છો ગમે તેમ કરે કારણ કે **આકુસ પાયરી**ની કેરીનો સુંદર મેવો જમવાનો મુકી કોણ લુખ્ખો સુકો મેવો ખાય.

કામીદાસ કોયલાવાળો—ત્યારે ચોકસ.

કપટશંકર—અરે હા હા **ઇદરીયા** હો આજે સાંજે આઠ વાગે હું આવીશ.

કામીદાસ કોયલાવાળો—જરૂર હું તમને ચકલાપર મલીશ એટલે ઘરનાં કોઇ જણાશે નહી.

કપટશંકર—ઠીક છે દીકરા તારૂં પણુ રાયતું બે ત્રણ દીવસમાં કરી નાખીશ. હવે આને તે બે બન્દા ઠીક ફાવવાના) તમે દુકાન

આગળ જરૂર આવજો હું રાત્રે છબીલદાસ રાત્રીશાળામાં જશે એટલે આવીશ.

કામીદાસ કોગલાવાળો—બહુ સારૂ સાહેબજી કહી જુદા પડે અને વખતસર કામીદાસ કોયલાવાળો કામ ઉપાસના કરવા સારૂં જવા નીકળો થોડોક વખત ગયો પણ કોઇ દેખાયું નહિ ત્યારે વીચારવા લાગ્યો કે કપટશંકર મને હાથતાળી તો નહી આપી હોય એટલામાંજ કપટશંકર આવ્યો હર્ષના આવેશમાં કોયલાવાળો તો સિંહ ગર્જનાથી ગર્જી ઉઠયો અને એક વેશ્યાની માફક નાચવા લાગ્યો.

કપટશંકર—કેમ ફતેહ.

કપટશંકર—(થોડા દીવસમાં તારૂં બી ફતેહ કરૂં તોજ ખરો) હા ફતેહ ફતેહ.

કામીદાસ કો—પણ યાર તમને મોડું થયું એટલે મને ઘણીજ ગભરામણ થઇ પણ કાંઇ નહીં તમે વચન પ્રમાણે આવ્યા.

કપટશંકર—તારે માટે તો મને બહુજ મહેનત પડી પણ એક યાર કહેલું પાળવું તેટલાજ પુરતું હાલ તુરત ગમે તેમ કરી આવ્યો છું. પણ કાંઇ નહિ આ ફેરા મોભે ચઢયા છે. ગમે તેમ કરી તેણીએ કર્યું છે તારે માટે તો નેત્રનાપાણી જુઓ ભાઇ તે દિવસે ઉલ્લુશંકરને જોઈ ભાઇશ્રી નો મીજાજ ગયો હતો ને હાલ એ પોતે કેવા નીચ કર્મો કરે છે તે જરા ધ્યાન આપી જોઓ હવે ઉલ્લુશંકરનો બાપ એ ગધેડો ઉલ્લુશંકર ખરો કે નહિ;

અહીં મેનાબાઇ મન સાથે ફુલાઇને ફાટી જવા લાગી કે અહા આહા આ મારાપર શી આફત? અહા મ્હારાપર તે કેટલાક મુઆ

મરી ફીટયા છે આ બધા મારાપરજ આફ્રીન છે આફ્રીન જેને તે વાટેને ધાટે મારાપર ફીદા થઇ જાય છે ત્યારે હવે મારે શું કરવું ભાઇઓ જરા વીચાર કરો પરંતુ એમાં આપણું જાય છે કોઈ દીવસ બધા ને આનું ફળ જરૂર મળશે હો ગભરાશો નહિ.

હવે શું સમજ્યા મહેરબાન,
અંગમાં અનંગ રંગરેલે અહો,
આજ મારા અંગમાં અનંગ રંગરેલે,
કામથી ન કાંઇ સુઝતું અરેરે.
બ્હાવરી બનાવી બંસી છેલે.........અહો.
શુદ્ધ સાન માન અપમાન હું ભુલી છું,
ભામિની ભમાવી અલબેલે...........અહો.
હામદામ સામથી ન કામ છે નરાતો,
કંઇકને ખીલાવી ખેલ ખેલે.........અહો.

બાપ્રેલી.

## પ્રવેશ ૮ મો.

**દોસ્ત કે દુશ્મન** આ વાકયાનુસાર આપણે આગળ કેટલોક વૃતાંત વાંચી ગયા છતાં હજુ સન્મીત્રના લેબાસમાં છુપાયલા સેતાનોનો વૃતાંત હજુ લખવો બાકી છે, આ વાર્તા અમુક વ્યકિતને ઉદ્દેશીને લખવામાં આવી નથી છતાં કેટલાક સંયોગો એવા છે. હજુ આ વાર્તા હમારી છપાય છે અને તે બહાર પડયા પૂર્વે કેટલાક **વિઘ્નસંતોષી** માણસો એમ સમજે છે કે આ વાર્તાના સંબંધમાં અમોને લાગતું વળગતું છે. વાસ્તે અમુક વખતે

તમુક લેખકને લેખ બહાર પડતાની સાથે કાયદાના ફાયદાઓ સોધી કાઢવાની ગડમથલમાં પડયા છે. હવે આ લેખક પોતાની ગફલતીથી સામાને **સાવચેત થવા સુચવે છે.** અને સાથે સાથે કોર્ટના દરવાજે બતાવા સાથે આવવા તઈયાર છે, અને એને લગતી એક **મફતીઆ વકીલની** સલાહની ગરજ પણ પોતે પુરી કરે છે, હવે કાયદાના આધાર લેનારાએ સીધા **નાકની દાંડી સાઈ** તાપી નદીના કીનારાપર આવેલા કીલ્લામાં હોપપુલપર થઈ એકદમ કીલ્લાના ધાબામાં કુદી પડવું ત્યાંથી સીધ્ધા દોડી જઇ કોરટના **ન્યાયાધીશના** હાથમાં નીચે મુજબની અરજીના નમુના પ્રમાણે એક અરજી લખી આઠ આનાનો સ્ટાંપ મારી સાહેબ જનાબના હાથમાં મુકી દેવી એટલે તેનો બેડો પાર થઈ જશે.

**અરજીનો નમુનો.**

**મહેરબાન** સાહેબની જનાબમાં હું અરજદાર

મારી અરજ એ છે જે રહેનાર

સદરહુ આસામીએ મને હીણપત લગાડનારી

અને મારી નાલાસી ઉપજાવનારી બાબતો

નામની ચોપડીમાં પાના નંબર માં આક્ષપો કીધા છે અને તે મને ઘણાજ ગંભીર લાગ્યા છે અને તે વાંચવામાં આવ્યા છે આ ગુનો આપની હકુમતમાં થયેલો હોવાથી ગુનેહગાર ને એકદમ પકડી મંગાવી ઇ. **પી. કો. ૫૦૦ કલમ મુજબ** નકશીરવાર ઠરાવી યોગ્ય શીક્ષા કરો એવી હું આપ નામદાર પાસે દાદ માંગું છું. તારીખ

સહી દા૦

ઉપર મુજબની અરજી વગર પુછયેને વગર મુરતે એકદમ આપી દેવી એટલે આ લેખકને તથા આવી ચોપડીઓ છાપનાર છપાવ-નારન સાથે સાથે બાર વાગી જશે. અને અરજદારને આક્ષેપના બદલામાં **ગાંસડેને પોટલે** હારતોરા સાથે ત્યાંથી રવાના કરવામાં આવશે. સાથી કે સત્યાનાસી હવે આપણે આ વાર્તાને આગળ લંબાવીએ મી. કપટશંકરની **તાલમેલ** તો ચાલુ હતી એવામાં ધુળાતીઆ ગામથી વળી એક આપણા છબીલદાસ છેલાણીના મીત્ર આવ્યા. તેઓ સાહેબ પણ શ્રીયુત શેઠજી છબીલદાસને ત્યાંજ ધામા નાખી પડયા **આતો ભુત જાયને પલીત** . તેવો બનાવ બનવા લાગ્યો. થોડા દીવસમાંતો આપણા આવેલા [illegible]ાનમીત્ર મી. નટવરલાલ નખ્ખોદીઆએ મીસ મેનાબાઇનો ક[illegible]ો, હવે મગનને હવાપાણી અનુકુળ નહી આવવાથી તે પોતા[illegible]તન પાછો જઈ રહયો હતો અહિ મીસ મેનાબાઇને ત્રણ ત્રણ સ્વામીના મન રીઝાવવાના હતા ત્યાં વળી અધુરામાં પુરૂં આવતા જતામાં મી. અલબેલાલાલ લપસી પડયા. હવે મી. નટવરલાલ નખ્ખોદીઆએ હળવે હળવે કપટશંકરનું પોગળ **પ્રકાશમાં** આણવા માડયું હરીફાનો રાફડો ફાટીનીકળેલો હોવાથી હવે મી. કપટશંકરની **રાવણ લીલા ખતમ** થવા આવી. નટવરલાલના કહેવાથી એક દિવસ મી. છબીલદાસ છેલાણીનો **પાવર ગુલામબાબાની** મીલના ભુંગળામાથી એકદમ ભુસકો મારી બહાર નીકળી પડયો. અને તરતજ મી. કપટશંકર ઉપર બીન કાયદેસરનું વારંટ છુટયું. કપટશંકરના નામ પ્રમાણેના ગુણ હેઠળનો લાભ લઈ અભ્યાસ કરવાના બ્હાના નીચે બોલાવી મંગાવ્યો હવે અહીં કપટશંકરને તથા છબીલદાસને **ચકમક**

ઝરી તે એવી ઝામી કે જીંદગી સુધીના વેવાર સાથે બંધ થઇ.

છબીલદાસ—તે સાથે બેસીને મારૂંજ ઘર ફાડયું કે.

કપટશંકર—શું ! શું ! કહો છો ! મને તમારે બીલકુલ કહેવું નહિ. એમાં મારો દોષ નથી પરંતુ જેનું ઘર કુટયું તેનું કરમ કુટયું એટલામાં સમજી જવું.

છબીલદાસ—હા દોસ્ત મારૂં કરમજ ફુટયું છે. પણ હવેથી મારે ઘેર મહેરબાની કરી આવશો નહિ.

કપટશંકર—ભલે મને તે વાતનું લગાર પણ દુઃખ નથી. અહિંથી કપટશંકરને બે આનાની કીંમતનું પાણીચું (નાળીએર) મલ્યું.

હવે આપણા બે મીત્રો મલ્યા એક નટવરલાલ નફ્ફોડીઆ અને બીજા અલબેલાલાલ આમ કેટલાક દીવસ ચાલ્યું એમ તૃત્યમ તુનતુનીયું ગુસ્યું. તે વળી કોણ આ વળી એક નવીન સુરત સાધુ પુરૂષ ઠઠાપ્રસાદ ઠાસરાવાળા હવે આ ગોટાળો તો ચાલુજ છે બસ જ્યાં જુઓ ત્યાં મા૦ રાણીપાસ પાશ ને પાશ દરેકે દરેકને પાશ ચકલા ચોક પાશ ગામે ગરાસે પાશ તશ પાશ પાશ ને પાશ સીન ટ્રાન્સફર.

## પ્રવેશ નવમો.

(ચાલુ સીન ટ્રાન્ફર.)

આપણો સીન ટ્રાન્સફર થયો તેની સાથે મી. છબીલદાસ છેલાણીનો ઘરનો સીન ટ્રાન્સફર થયો, અને તે આઇ ત્રણ સર્વે નંબર પઝના માળ ઉપર ધડડધુસ જઈને પડયો. પડયો તે પડયો આ ઘરમાં મી. દુલ્લાદાશ ડમડમના માલીકપણાના મકાનમાં આપણા મી. છબીલદાસ છેલાણી સહકુટુંબ પરિવાર રહેવા આવ્યા અહિ

રહેવા આવ્યાને બે માસ વિત્યાબાદ દુલ્લાદાશ ડમડમ અને મેનાબાઇની **મીઠી નજર** એકમેકથી થવા લાગી. પરંતુ બનાવ એ બન્યો કે મી. દુલ્લાદાશ ડમડમની ચતુર સ્ત્રીની સમય સુચકતા હોવાથી તે લોકનું કાંઇ ચાલી શકયું નહિ મી. દુલ્લાદાસ તો મનમાં વિચાર કરી અને ગણગણવા લાગ્યો કે અહા શું.

મલકાતી મન મોહની, મલકાવે મુખ લગાર,
માઝેરી માશુક ભલી દેયે સુખ અપાર.

અહિ **મલકાતી મોહિની** અને **હુશીલીલવની** સેનેમા પ્રીસમનું મી. દુલ્લાદાશના નજર સમક્ષ આવી અને દીન પ્રતિદીન એ સીનેમા પ્રીસમનું નાટક જોતા તેઓનું ચિત્ત ચક્રમ બની ગયું અને હરઘડીએ બોલવા લાગ્યો.

"મળવા ચહુ હરનીશ તે જોતા દુઃખી તન આ ઠરે."
"મેના અરે મન મોહિની ઘેલો બનાવ્યો તે ખરે."
"મુખ તારી પંકજ મહિ ભમરો હર્યો આ પ્રીતનો."
"કોમળ મધુરા કંઠમાં શબ્દ સંભળાય ના પ્રીતનો."

આમ દુલ્લાદાશનો વિરહનાદ ચાલી રહયો. ઘરમાં સ્ત્રી પદ્મણી સરખી સુશીલને ત્યાગી પરસ્ત્રીમાં લલચાયો આખર ફસાય કાગડાને હંસનીનો સંજોગ થવાને પ્રસંગ આવ્યો જગતનો દુશ્મન ઇન્ફલુએન્ઝા અને તેનો ભોગ આપણા દુલ્લાદાશ ડમડમની સ્ત્રી થઇ હવે મેનાબાઇને કરાર વળ્યો. મી. દુલ્લાદાશનું સ્ત્રીનું દુઃખ મીસ મેના બાઈ ભુલાવવા લાગ્યા. સામાસામી બેસી વાતોના તડાકા મારી તાળીઓ હાથોહાથ લેતા આ તમાસો મી. દુલ્લાદાશના શ્રીમતી સાધ્વી માતા નજરો જોવા લાગી પરંતુ તેણે કાંઈ પણ પ્રબંધ

કીધો નહીં. તેમજ મી. છબીલદાસ છેલાણીને પણ સુચના આપી નહિ. શું કરવા કરે એના મનને તો એક વહુ ગઇ અને બીજી થઇ માસ્તર છોકરાને ભણાવવા નીશાળે જાય ત્યાં આપણા દુલ્લાદાસ માસ્તાણી મીસ મેનાને ભણાવે. મીસ મેના ભણીને પોપટ સરખા થઇ હવે તો દુલ્લાદાશના ઉપરથી જાન પણ વારી નાખવા લાગી જો કદાપી દુલ્લાદાશનું માથું દુઃખે તો બજારમાંથી **મોહન બામ** [Mohan Baem] આડોશી પાડોશી પાસે મંગાવવા લાગી તેમજ સાસુજીના લુગડા લત્તા તથા છોકરાના લુગડા છોકરીનું માથું ચોળવું વિગેરે વિગેરે કામ આપણી મેનાબાઇએ ઉઠાવી લીધું પોતાથી નીચ જાતીનો પણ તેને ખ્યાલ નહિ રહ્યો. એનું કારણ શું ? વિચાર કરવા જેવું તો કોઇ ભાઇને લાગ્યુ હોય નહિ પરંતુ મારી ફરજ બજાવવાને માટે હું લખુ છું કે કારણ માત્ર **પ્રેમ યા તો કામ** પ્રેમ કામને લીધેજ થાય છે. સમજ્યા ભાઈ સમજ્યા હા. હા. હા. દુલ્લભભાઇને મરનાર બાઇથી બે છોકરાને છોકરી હતી. હું આગળ લખવાનું ભુલી ગયલો હતો માટે માફી ઇચ્છુ છું.

મેનાબાઇએ હળવે હળવે સઘળું કામ કરવા માડયું પછી વગર પૈસાની વહુ કોને અકારી લાગે બેઉ જણા કદાપી એકાંતમાં માળ ઉપર બેઠા હોય યા પાણી થતા હોય અને એવામાં માસ્તર આવતા હોય તો સુજાત સાસુજી નીચેથી બુમ પાડે મેનાજી વહુ રોટલા થયા કે માસ્તર આવ્યા એટલે દુલ્લાદાસ ભરાયા હોય તે છાનામાના બિલાડાની ચાલ ચાલી નીચે ઉતરી પડતા હાયરે પ્રેમ. પ્રેમને લીધે તો બિલાડીની ચાલ પણ શીખવી પડે છે. હાય હાયરે પ્રેમ હાય ? પછી પોતાના કામમાં તરત બેસી જતો જેવા બગલા ભગત નામતો

ભગતજી પણ કેવા ભગતજીપેલી આ પણી અસલ બાપદાદાના વખતની
ની અને જાણીતી કહેવત જેવાં:—

"મુખમે રામ, બગલમે છુરી;
ભગત ભયે પણ દાનત બુરી.

બગલા ભગત તો ખરા પણ કેવા. **નહી ત્રણમાં ને નહી તેરમાં ને નહિ છપ્પનમાં મેળમાં** એ કહેવત અનુસાર બધું એ ખરૂં. હવે આમ ને આમ કેટલા દીવસ ચાલ્યું. પરંતુ બુઢા બગ્ગક્ષ હરીફોના સામે આપણ **બગલાભગત**ના શા ગજ વાત પ્રકાશમાં આવી હવે શું કરવું. અહીંથી સીન ત્રાન્સફર થયો તે વળી કેટલો અધુરો મકાન બદલાયું પણ **પ્રેમી** યુગલોના હૃદય બદલાયા નહી. ચોરી છુપીથી મેળાપ થવા લાગ્યા. વેપાર જેવોને તેવોજ ચાલુ રહ્યો. પણ જરા લોક લાજની ધાસ્તી નડવા લાગી. પરંતુ કાંઈ ફીકર નહી. હવે દુલ્લાદાશ ડમડમનો જીવ સળવળી ઉઠયો ને ગભરામણમાં પડયો હવે શું કરવું. એક દીવસ મેનાનો મેલાપ થતાં આપણા દુલ્લાદાશ તો છાતી ફાટ રડવા લાગ્યા ને મેનાને વિનવવા લાગ્યા મેના મેના તું કોઇ પણ રીતે મારી થા.

મેના—કાંઇ ફીકર નહી તમે આમ શું ગાભરા બની જાઓ છો. સર્વ સારૂ થશે હવેથી.

આપ ગડબડ મેડીએ પધારજો લ્હેરીલાલ.
મંદીરના સામે મકાન છે.

વિગેરે વિગેરેનો રંગ જામ્યો. હવે વળી આમને આમ ચાલ્યું જાય છે તોપણ ગધ્ધા આશકને કળ વળી નહી ને કહ્યું બસ હવે તો તું મારીજ થા.

મેના—હું તમારીજ થઇશ પ્રસંગ આવવા દો.

\+ + + +

હવે પ્રસંગ આવ્યો એક દીવસ તેહવારનો સાધી સૌ કો દેવ દર્શને જાય તેવી રીતે આપણી મેનાબાઇ પણ દરશન કરવા જવા ઘર બ્હાર નીકળ્યા તેની સાથે આપણા દુલ્લાદાશ ડમડમ પણ નીકળ્યા. હવે વખત બપોરે બારથી બેનો હતો એ અરસામાં આફ્રીકા જવાના સર્વ સાધન તૈયાર કરવા માટે એક જાણીતા સ્ટુડીઆમાં ફોટાગ્રાફ પડાવી ત્યાંથી સીદ્ધા સ્ટેશન પર પહોંચ્યા ને થર્ડ ક્લાસની મુસાફરી માટે ટીકીટ લીધી.

હવે એક ભોમીયો પણ સાથે લીધેલો હતો એટલે ત્રણ ટીકીટો લીધી. સ્ટેશન પ્લેટ ફોર્મ પર ગયા ને ગાડી આવતા સુધી થોભ્યા છે એટલે આપણે જરા આજુબાજુ ફરી વળીએ. અરે વાંચક મીત્ર આ વાર્તા તો લખી આપની સાથે મારી પ્રથમ મુલાકાત થાય છે પુનઃ આ વાર્તાના સંબંધમાં આપણે ફરી મળશું કે કેમ તે એક પ્રશ્ન છે. હવે આ બુકની પ્રથમ અને છેલ્લામાં છેલ્લી આવૃતિ નીકળેલી ગણવાની છે. કદાચીત જો અનીવાર્ય સંકટ નહિ આવે તો તો આ વાર્તાની ચીલમ બીજા હપતામાં ખલાસ થશે ને નહીં તો આટલેથી ખલાસ થયેલી સમજી લેજો દુનીઆમાં **ખરાને ને ખોટાને વેર છે.** એ કેહવત અનુસાર આ **પાષાણની પુતળી મારી કળી-યુગની દ્રૌપદી છે.** હવે વિચાર એજ સમજવાનો કે જ્યારે સતિ દ્રૌપદીને પાંચ પતી હતા ત્યારે આ એક નવિન પંદર પતિવાળી

દ્રૌપદી પણ દર્શન અને વંદન કરવા યોગ્યજ છે. કે આવી **સંસારને ક્ષાર રૂપ** બનાવનાર **સુંદરી** કરતાં તો સર્પીણી પણ સારી હોય છે કે તે એકજ ડંસથી મનુષ્યના જીવન દીપકનો ક્ષય કરે પરંતુ આવી ભયંકર ભામિનીઓ તો હૃદયના સર્વ તત્વોને ચુંસી મનુષ્યને મૃત પ્રાય કરે છે. ધીક્કાર છે આવી કુટિલ કામિનીઓને કે જેણે પોતાના પતીથી વિમુખ થઇ પોતાના અમુલ્ય શીયળનો નાશ કીધો છે તેને હજારો હજારને કોટાન કોટી વખત ધીક્કાર છે.

હવે બરાબર ટાઇમસર સ્ટેશનના પ્લેટફોર્મ પર આગગાડી આવી ઉતારૂઓ ચઢવા ઉતરવાની ગડમથ કરવા લાગ્યા આપણા આ મુસાફરો પાસે કાંઈ સરસામાન નહોતો એટલે તેઓને કોઇ પણ જાતની તકલીફ ઉઠાવવી નહિ પડી. તેઓ ખુશીથી નીરાંતે ગાડીમાં ચઢી બેઠા. હવે સૂર્યપુર જેવા મધ્યસ્થ શહેરના રેલવે મથકપર બરાબર બે વાગ્યાના સુમારે ત્રેનો ધણી એકત્ર થાય છે; તેમાં આપણા આ મુસાફરો કઇ દીશામાં અને કયા દેશમાં પ્રયાણ કરી ગયા તે આપણી હાલ જાણ બહાર છે. હવે તેઓ કોઈ પણ સ્થળે ઉતરશે તો ખરાજ. તે આગળના હપતામાં જોઇ લેવાશે. હાલ આટલેથીજ આ ફીલમ પુરી થાય છે. અને આ ચાલાક ઉઠાવગીર ટોળીના શા હાલ હવાલ થાય છે તે ત્થા આમાં બાકી રહેલા પંદરમાં પતિમાંનાં પતિઓના ત્થા આપણી દ્રૌપદીના દર્શન કરવા બીજા હપતાની વાટ જોતા ના! વાટ જોતાં વર્ષો વિતી જશે પરંતુ જો ઇશ્વર ઇચ્છા હશે તો વહેલા પણ દર્શન થશે!

# — સાહિત્યના શોખીનોને —

નવી નવાઇ !!   નવી વધાઇ !!   નવો બ્હાર !!

# મેસર્સ જે. જે. એન્ડ કું.

## તરફથી બ્હાર પડેલા તથા બીજા પુસ્તકોનું પ્રાઇસલીસ્ટ.



| | |
|---|---|
| "ગુજરાતી" ગઝલસાગર (સાહિત્યના સંગાર ૩૫) | ૦–૧૦—૦ |
| "ગુજરાતી" ગાયનમાળા | ૦—૬—૦ |
| સતિ તોરલના પદ સંગ્રહ | ૦—૨—૦ |
| "ગુજરાતી" ગાયનમાળા દ્વિતિય ખણ્ડ (છપાય છે) | ૦—૬—૦ |
| " " તૃતિય ખણ્ડ " | ૦—૬—૦ |
| "ગઝલે તખ્ત" (છપાય છે) | ૦—૬—૦ |
| મનરંજન રસીક ગાયન સંગ્રહ | ૦—૪—૦ |
| હારમોન્યમ ગાઈડ | ૦–૧૨—૦ |
| "ચક્રવર્તી બાપ્પા રાવળ" | ૦—૧૪—૦ |
| ખેડુતના કાયદાનો ખુલાસો | ૨—૦—૦ |

## સમયાનુકુળતાએ બ્હાર પડતા પુસ્તકો.

| | |
|---|---|
| ગુજરાતી લઘુ શબ્દકોષ | ૧—૦— |

જો તમારે ઘેર બેઠે નિયમિતરીતે

સંસારિક, ઐતિહાસિક અને ડિટેકટીવ વાર્તાઓ, મનહર સુલલિત કાવ્યો—બોધપૂર્ણ જીવનચરિત્રો ગૃહ—ધર્મ, વિદ્યા—કળા અને સમાજ, સાહિત્યને લગતા મહત્વ—પૂર્ણ વિષયો વાંચવા હોય તો

**તમારે અતિ સુંદર સ્વરૂપમાં પ્રગટ**

**સસ્તામાં સસ્તા માસિક પત્ર** [illegible]

# પુષ્પહાર.

**ના ગ્રાહક થવુંજ જોઇએ કારણ કે ?**

સસ્તામાં સસ્તું વાચન આપવા ઉપરાંત એના નવા ગ્રાહકોને (૧) **અરૂણા** અથવા **વારાંગના કે વીરાંગના ? (૨) પ્રેમ મંદિરનું દ્રશ્ય. (૩) યમ દૂત અને દેવદૂત. (૪) ગુલકુંઅરીના** નામે **ચાર બુકો** ભેટ મળે છે. એટલું છતાં વાર્ષિક લવાજમ માત્ર સાધારણ કાગળની કોપીનું **૨—૧૦—૦** તથા ખાસ ઉંચા કાગળની "**રોયલ એડીશન**" નું ૩—૨—૦ પોષ્ટેજ સાથે છે. હિંદુસ્તાન બહાર **સાત શીલીંગ** ભેટની બુકો સીલકમાં હશે ત્યાં સુધીજ મળશે. છુટક નકલ માટે સાડા ત્રણ આનાની ટીકીટ બીડવી.

તુરતજ લખો:—

મેનેજર:—"**પુષ્પહાર**" બેગમપુરા—સુરત.